## *Opinions on the SHALOPAYOGI DESHINAMU.*

Deshinamu—"The book we believe is the first of its kind in the Guzerati language. It is written in a way which will render it useful to professional accountants as well as to students. *It may be safely recommended as a text-book for schools.*"

*Bombay Gazette.*

*The opinion of the late Head Master of the Baroda Training College and Member of the book-committee Baroda State.*

The subject of book-keeping was hitherto learnt practically and that too by serving as an apprentice in some good mercantile firm. Mr. Chhaganlál L. Shah was the first to show that the subject can be learnt with the help of a book

'Shalopayogi Deshinámu' which is, I believe, an abridged edition of his first publication on the subject, gives, in a small compass, useful information on almost all the different branches of Book-keeping.

The book can be read with advantage by persons requiring general information. To females who care to manage their household economically and to keep regular accounts of their husband's income and expenditure this little book will be found an invaluable companion. Besides being useful to the general public, *'Deshinamu' will serve as an excellent class-book for vernacular boys' and girls' schools.* The abridgment seems to have been made with that very aim. It is to be hoped that the author will receive the encouragement he so well deserves by *making his book* a *text-book in the vernacular schools of H. H. the Gaekwar,* in whose service the author is.

To say the least, no house should be without a copy of Mr. Sháh's 'Shalopayogi Deshinamu.'

DAMUBHAI D. MEHTA.
M. A., B. Sc., L. L. B.

*Raopura 31st July* 1888.

This book treats very well of the mode of keeping accounts (Book-keeping). *We invite the attention* of the *officers* of the *Educational Department* to this book which is important to students of (Vernacular) standard VI.

*Hitechhu, Ahmedabad.*

જ્ઞાનવર્ધક અંક ૨ જો.

# राजधर्मनां मूळतत्वो.

# The elements of Raja Dharma.



બાલ રાજાઓને સારૂ.



લખનાર


છગનલાલ લલ્લુભાઈ શાહ—વનોડિયા.

સેક્રેટરી જ્ઞાનવર્ધક સભા, વ્યવહાર પ્રકાશ,

અને

રાજોપયોગી દેશીનામા વગેરેનો કર્તા.

વડોદરા.


---

**શ્લોક.**

अनीतिरेवसंछिद्रं राज्ञोनिसंभयावहं

शत्रुसंवर्धनंप्रोक्तं बलह्रासकरंमहत् ॥१८॥

शुक्रनीति अ. १ लो.

---


સંવત્ ૧૯૪૪.—સન ૧૮૮૮.

Printed at the "ARYODAYA" Press.

# અમને આશ્રય આપનાર માનવંતા

# મહારાજાઓની યાદી.

---

૧. શ્રીમંત મહારાઓ શ્રીખેંગારજી સવાઇ બહાદુર.
દિવાન રાવબહાદુર મોતીલાલ લાલભાઇ.—કચ્છ.
સેક્રેટરી છોટાલાલ સેવકરામ.

૨. શ્રીમંત નવાબસાહેબ બહાદુર ખાનજી.
દિવાન રાવસાહેબ હરીદાસ વિહારીદાસ.—જુનાગઢ.

૩. શ્રીમંત ઠાકોર સાહેબ સરજસવંત સિંહજી બહાદુર.
દિવાન રાવસાહેબ મોતીલાલ માધવરાય—લીંબડી.

૪. શ્રીમંત મહારાજા શ્રીકેસરીસિંહજી બહાદુર.
દિવાન રા. સા. ચુનીલાલ સારાભાઇ—ઇડર.

૫. શ્રીમંત મહારાજા જામ સાહેબ બહાદુર.
દિવાન, રા. સા. મગનલાલ બાપુભાઇ—જામનગર.

૬. શ્રીમંત નવાબસાહેબ.
દિવાન રા. સા. ચીમનરાય હરરાય.—પાલણપુર.

૭. શ્રીમંત નવાબ સાહેબ મનાવરખાનજી બાબીબહાદુર.
દિવાન રા. સા. પ્રેમચંદભાઇ કરસનદાસ. વાડાશીનોર.

૮. શ્રીમંત મહારાજા શ્રીમાનસિંહજી.
દિવાન ખા. સા. આદરજી કાવસજી પટેલ. સુંથરામપુર.

૯. શ્રીમંત મહારાજા બાવાજીરાજ.
દિવાન. રા. સા. મગનલાલ તુલશીદાસ—રાજકોટ.

૧૦. શ્રીમંત મહારાજા માનસિંહજી.
દિવાન રા. બા. પોપટ વેલજી. ધ્રાંગધરા.

૧૧. શ્રીમંત મરહુમ નવાબ સાહેબ ગજફરખાનજી
દિવાન રા. સા. પ્રભાશંકર દલપતરામ. માનાવદર.

૧૨. શ્રીમંત નવાબ સાહેબ મીરકાદરખાન. સચીણ

# અર્પણપત્રિકા.

ભલી ગૂજરાતના નિર્મળ મનના

બાલ મહારાજા

આપને મનન કરવા જોગ રાજધર્મનાં મૂળતત્વોની આ લઘુ પોથી તેના કર્ત્તા તરફથી પ્રેમ ભાવે અર્પણ કરવામાં આવેછે.

## कवित.

नीतिहितेंपरमधरमतेंसकलसिद्धि,
नीतिहितेंआदरसभानबीचपाइये;
नीतितेंअनीतिछूटेंनीतिहितेंसुखलूटें
नीतिलीयेबोलेभलोबकताकहाइये;
नीतिहितेंराजराजेंनीतिहितेंपातसाहि,
नीतिहिकोनवखंडमांहिजसगाइये;
छोटनकेबडेकरेंबडेमहाबडेकरें,
तातेंसबहिकोराजनीतिहिसुनाइयें

जसुराम.

# પ્રસ્તાવના.

---

સંસ્કૃત અને બીજી ભાષાઓમાં હરકોઇ વિષયને લગતાં અનેક પુસ્તકો છે. પરંતુ ગુજરાતી ભાષામાંતો હજુ તેની શરૂઆત થાયછે. બીજી મંડળીઓની પેઠે સ્વદેશ સેવા બજાવવાની ખાતર અમારી (વડોદરા જ્ઞાનવર્ધક) મંડળી બનતો યત્ન કરે છે. થોડી મુદત ઉપર એ મંડળી તરફથી પ્રગટ થયેલો "વિદ્યાર્થીના ધર્મ" નામનો અંક લોકપ્રિય થયો હતો. અને તેમાં વળી મંડળીને વધારે ઉમેદ રાખવાનું કારણ મળેછે કે તે અંક ઉદીચ હિતેચ્છુ સભાએ પોતના ખરચે બીજી આવૃતિ છપાવી ઉદીચ હિતેચ્છુ નામના માસિક સાથે પોતાની જ્ઞાતિમાં લહાણી તરીકે વહેંચ્યો હતો.

આ લઘુ પોથી ગૂર્જર પ્રજાના શિરોમણી બાલ રાજાઓની સેવામાં રજુ કરતાં આશા રાખવામાં આવે છે કે તે ઉપયોગી થઇ પડશે.

અમારાં લોકોપયોગી પુસ્તકોને જે વિદ્વાન દિવાનોની સહાયતા વડે જે જે રાજસ્થાનમાંથી આશ્રય મળ્યોછે તે તે રાજકર્ત્તાનાં તથા ગુણિયલ દિવાન સાહેબનાં મુબારક નામ આભાર પૂર્વક ટાઇટલ પેજની પાછળ પ્રગટ કરવામાં આવ્યાંછે. અને નિરંતર આશા રાખવામાં આવેછે કે હમેશાં ઘટીત ઉત્તેજન અપાવી અમને આભારી કરશે.

| | |
|---|---|
| વડોદરા શેઠશેરી. | લી. |
| તા. ૧-૬-૮૮. | છ. લ. શાહ. |

# સાંકળીઉં.

# राजधर्मनां मूळतत्वो.

श्लोक.

प्रणम्यजगदाधारंसर्गस्थित्यंतकारणं
सर्वोपजीवकंलोकस्थितिकृन्नीतिशास्त्रकं । १॥
धर्मार्थकाममूलंहिस्मृतंमोक्षप्रदंयतः
अतः सदानीतिशास्त्रमभ्यसेद्यत्नतोनृपः । ॥२॥
यद्विज्ञानान्नृपाद्याश्चशत्रुजिल्लोकरंजकाः ॥
सुनीतिकुशलानित्यंप्रभवंतिचभूमिपाः ॥ ॥३॥

शुक्रनीति.

રાજાનું સવારનું કર્તવ્ય.

રાજાએ પાછલી ચાર ઘડી રાતે ઉઠવું, દાતણ પાણી કરી [1]અભ્યંગ કરાવી નહાવું. નહાયા પછી પ્રભુ પ્રાર્થના કરવી. આ જગત ક્ષણભંગુર છે. પૂર્વ જન્મનાં સત્કર્મ વડે આ લોકમાં રાજા તરીકેની મહાપદવી મળેલી છે; પરંતુ તે મહા જોખમકારી છે, એવું નિરંતર ધ્યાનમાં રાખી શુભ કામ કરી લેવાની ઉમેદ રાખવી. કોઇ દાદી આવે તો ગફલતમાં ન રહેતાં તે શું કહેછે તે સાંભળવા તરફ ધ્યાન આપવું. ને તે અરજપર પુરો વિચાર કરી ઉત્તર દેવો. કદિએ ઉતાવળા થઇ અરજદારને અયોગ્ય જવાબ વાળવાનું સાહસ કરવું નહીં.

---

૧ તેલ ચોળવાને અભ્યંગ કહેછે. અજીર્ણ થયું હોય, તાવ આવ્યો હોય, જુલાબ લીધો હોય, ઉલટી થઈ હો ત્યારે તેલ મર્દન કરવું નહીં. અભ્યંગ કરવાથી શરીર પુષ્ટ થાયછે ને વાત, પિત્ત, ને કફની અનિયમિત વૃદ્ધિ તથા થાકનો નાશ થાયછે. ચોખ્ખા પાણીએ નહાવાથી આયુષ્ય, ઉત્સાહ અને બળ વધેછે તથા ખંજવાળ, થાક પરસેવો, સૂસ્તી, તૃષા, ને દાહ ટળેછે. નહાતી વખતે નિરંતર માથા ઉપર ઠંડુ પાણી રેડવું. ગરમ પાણી રેડવાથી માથામાં રો-

જેનું બોલવું ટુંકું, ઘણા સારવાળું, અને સ્પષ્ટ છે. તેની ગણના ચતુર પુરૂષોમાં થાયછે.

રાજાની પ્રથમ રમત એ છે કે સવાર સાંજ હાથી, ઘોડા ઉપર બેસવાનો મહાવરો કરવો જોઇએ. જે રાજા વાહનનો ખેલાડી નથી તે હિંમતે બહાદુર થતો નથી. રાજાથી એના અભ્યાસ વગર શિકાર કરવાનું કામ થઇ શકતું નથી. દરબાર માટે રાખેલાં વાહનનાં રહેઠાણ તથા તેના ચંદીચારાવિષે પાકી તજવીજ રાખવી. કોઇકોઇ વાર પોતે ફુરસદ મેળવી તેમની પાસે જવું. તેમના શરીરે હાથ ફેરવી પીઠ થાબડવી તેથી તેઓ મગરૂર રહેશે. તેમનાં પાડેલાં નામ પ્રમાણે તેમને બોલાવી જોવાથી તેઓ પોતાના મા-

વાહન વ્યવસ્થા.

---

ગ વધેછે અને આંખનું તેજ કમી થતું જાયછે. વળી તનદુરસ્તીને સારૂ હરકોઇ માણસે નીચેની બાબતો લક્ષમાં રાખવી જોઇએ.

કસરત કરવી. કસરત કરવાથી શરીરમાં હલકાપણું, ચંચળાઇ, દ્રઢતા, અને સહન શક્તિ આવે છે; કસરતથી જઠરાગ્નિ વધેછે, કસરતી જવાન કાચું અનાજ પચાવી શકેછે, તેને જરાવસ્થા મોડી આવેછે, તથા વાતાદિ દોષ નડતા નથી. જમી ઉઠીને, તથા એવી બીજી વખતે કસરત કરવી નહીં, હદ કરતાં જાદે કસરત કરવાથી થાક લાગેછે તથા ઉધરસ, તાવ અને ઓકારી વગેરે રોગ થાયછે.

ખાનપાનનો શોખ માફકસર રાખવો. જેઓ ખાવામાં મિતાહારી રહી ભૂખ લાગ્યા પછી ખાયછે તેઓ વૈદ્યને નામે એક પાઇ પણ ઉધારતા નથી. કારણ તેઓ નિરોગી રહેછે. કભૂખમાં ખાવું નહીં. જેમ સળગેલા અગ્નિમાં ઘી હોમ્યું હોય તો તે ઘી સાફ થાયછે અને અગ્નિ વૃદ્ધિ પામેછે; તેમ સારી રીતે ભૂખ લાગ્યા પછી ખાધાથી ખોરાક પાચન થાયછે એટલે તનદુરસ્તી વધેછે. ભૂખ મારવાથી વાયુ વધેછે, માટે બાહાર જવું પડે ત્યારે થોડું ઘણું ખાવાનું રાખવું જોઇએ; અથવા વખતસર જમવું જોઇએ. રૂચી કરતાં થોડું ખાવાથી બળનો નાશ થાયછે અને વધારે ખાવાથી આળસ તથા થાક ઉત્પન્ન થાયછે, માટે રીતસર ખાવું. એક પહોરમાં બે વખત ખાવું નહીં. તેમ અતિ ગરમ–થંડું–સૂકું કે બિનારશવાળું પણ ખાવું નહિ. ભુખ્યા, સ્વાસભર્યા તથા ઊભા ઊભા પાણી પીવું નહીં.; શાંત પડ્યા પછી બેશીને પાણી પીવામાં ફાયદો છે. જમીને તરત સૂવું નહીં ઓછામાં ઓછા સો કદમની મજલ કરવી. દિવસે સૂવાથી કફ વધેછે માટે ઉનાળા સિવાય બીજી રૂતુઓમાં દિવસે સૂવાની ટેવ ન રાખવી.

લોકને ઓળખતાં થશે તથા પાસે આવશે. જે વાહન રોગે કરી અશક્ત થતું હોય તેને યોગ્ય ઉપચાર કરાવી *સારૂ કરાવવું. રાજ્યમાં આવનાર માગણોને સંતોષની વખતે ઘટતીરીતે નબળાં થયેલા પશુઓની બક્ષીસ કરતા રહેવી. એમ કરવાથી એક પંથ દો કાજ થશે એટલે ભલાઇ વધશે, અને રાજ્યના ખર્ચમાં ઉગારો પડશે.

શિકાર કરવો.

જંગલના સિંહાદિ ક્રુર પ્રાણીઓનો શિકાર કરવો. શિકારે જવાથી શૌર્ય, નિશાન તાકવામાં કૂશળતા, હિમત તથા જલ્દિ શસ્ત્ર વાપરવાનો મહાવરો પડે છે. શિકાર સવારીમાં જોઇતી સામગ્રી આગળથી તૈયાર રખાવવી. કદાપિ છડી સવારીએ જવાનું થાય તોપણ તવો, તોબરો, દોરીલોટો ને થોડીક સુખડી, એટલાં વાનાં તો સાથે રાખવાંજ.

રાજાએ નીતિમાનથવું, ને વ્યવહારમાં બળવું જોઇએ.

રાજાએ સદા નીતિ શાસ્ત્રનો અભ્યાસ કરવો. એ વડે શત્રુ વશ થાયછે ને મિત્ર પ્રસન્ન રહે છે. નિરંતર પ્રજાનું રક્ષણ કરી દુષ્ટને દંડ દેવો એ રાજાનો ધર્મ છે. પરંતુ એ ધર્મ રાજા પોતે નીતિમાન થયા વિના બજાવી શકતો નથી. સારંગધર કહેછે કે, ઉખડી ગયેલાને ફરી રોપતા, ખીલેલામાંથી પુષ્પ વિણતા, નાનાને વધારતા, વધેલાને નમાવતા, નમેલાને સીધા કરતા, મળી ગયેલાને જૂદા પાડતા, ક્રુર તથા કાંટાવાળાને કાઢી નાખતા, અને કરમાઇ ગયેલાને પાણી સિંચી તૈયાર કરતા. માળીની પેઠે જે રાજા વ્યવહારમાં ચતુર હોય તે ઘણા કાળ સુધી સુખ ભોગવે છે. નીતિનું મૂળ વિદ્યા છે. જે ભણેછે, લખેછે, વિચારેછે, પૂછેછે, ને પંડિતોનો સમાગમ રાખેછે, તેની બુદ્ધિ જેમ સૂર્યના કિરણથી કમળની પાંખડી ખીલેછે તેની પેઠે ખીલેછે. જગતમાં કીર્ત્તિ વધારનાર, પડતી દશાનો સ્થંભ, કૂળનો મહિમા વધારનાર, અને રૂપનો ભંડાર, વિદ્યા છે. માટે હે રાજાઓ રાજ્ય વિદ્યા સંપાદન કરો ને વ્યવહારના ભોમિયા થાઓ.

---

* નીરોગી.

રાજાએ લ્હેરી સ્વભાવ રાખવો નહીં, પોતાની વડાઇ બતાવવામાં હલકાઇ માલમ પડે છે. ગર્વિષ્ઠ ન થવું

પ્રભુ પ્રતાપે બળ, લક્ષ્મી ને પ્રભુતા (મોટાઇ) મળ્યાં તો મગરૂર ન થતાં નમ્ર અને મોટા મનના રહેવું જોઇએ. એ સર્વ વસ્તુ ચંચળ છે માટે તેમાંથી જે સારૂ કરી જશ લેવાય તેજ આપણું થઇ રહેછે. જેમ જરાક મીઠું હાંડાભર દૂધની મીઠાશનો નાશ કરેછે તેમ અભિમાન સર્વ સદ્ગુણને ઢાંકે છે. સુખને વાસ્તે સજ્જનોની સોબત કરવી. કેમકે સજ્જનોએ સેવેલો રાજા બહુ શોભા પામેછે ને પ્રભુ પ્રતાપે ભાગ્યવાન નિવડેછે. પૂર્વે થઇ ગયેલા પરાક્રમી પુરૂષોનાં ચરિત્ર સાંભળવાં. માણસજાતપર કેટલી તરેહનાં સંકટ આવી પડેછે ને તે શા ઉપાયથી ટાળી શકાયછે તે એ વડે જાણી શકાયછે. પરાક્રમી પુરૂષોનાં ચરિત્ર સાંભળવાં.

પોતાના રાજ્યમાં એવું જ્ઞાન આપનારા જે માણસો હોય તેમનું હમેશાં પાલન કરવું. તે પોતાના જ્ઞાનમાં સારો, સાચો ને નવીન વધારો કરી બતાવે એવું જાણવાની રાજાએ ઉમેદ રાખવી જોઇએ. નહિતો તેઓ રાજ્યાશ્રય મળવાથી સુસ્ત થઇ પોતાનો કાળ મોજમાં પડી ફોગટ ગુમાવશે. અને તે કહેનારને આશ્રય આપવો.

મહાભારત અને રામાયણ વગેરે ઇતિહાસિક ગ્રંથો વારંવાર સાંભળવાને વિચારવાજોગ છે. એમાં રૂષિઓએ રાજાઓને લડાયક નરની લઢાઇઓ સાથે ઘણો સારો ઉપદેશ આપેલો છે તે રસિક ને ધ્યાનમાં રાખવા જોગછે. રામાયણમાં કહ્યુંછે કે શત્રુઓ પરાજય પામી કબજે આવે તો તેમને કપટ કરી મારવા નહીં. ઘાએલ થયેલા હોય તેમને ઔષધ દેવાં ને ઉદાર બુદ્ધિથી તેમનું રક્ષણ કરી પોતાને વતન જવા દેવા એ પ્રમાણે કરનાર રાજાને શું ફળ મળેછે તે વિષે એવું કહેછે કે જે રાજા એ પ્રમાણે આચરેછે તેના આગળ જમ જેવો ક્રુર પણ નમી પડેછે. મહાભારતતથા રામાયણ સાંભળવાં.

રાજ્યકારભારનું કામ બહુ વિકટ છે. રાજા એકલાથી સઘળા કામને પુરા પડી શકાતું નથી માટે તેની વ્યવસ્થા કરી જેને જે કામના વિભાગ પાડવા.

ઘટે તે સોંપી દેવું જોઇએ. હાથીનો હોદ્દો હાથીથી ઉપડે છે પણ ઘોડાથી ઉપડતો નથી તેમ જેનાં કામ તે તેજ કરેછે. ઘણાં કામમાં ચિત્ત રાખવાથી એકે કામ સુધરતું નથી. માટે કામની વહેંચણી કરવી અને તે ઘટતે વખતે તપાસતા જવું.

સારા મંત્રીથી રાજ્યને ફાયદા.

રાજાએ સઘળાં કામ કરવામાં મંત્રીની સલાહ લેવી. રાજ્યમાં સારા મંત્રી હોયતો રાજ્યમાં લક્ષ્મી–કીર્ત્તિ ને ધર્મ વધેછે, રાજાએ પ્રજાનું હિત કરે તેવા પ્રધાન રાખવા. રાજા અને પ્રધાન વચ્ચે અણબનાવ ન જોઇએ. સોનું ને સોનાની કાંતિ, ઘડો ને ઘડાની માટી, અને સૂર્ય ને તેનાં કિર્ણ જેમ નિરાળાં થઇ શકતાં નથી તેમ રાજા અને પ્રધાન એક રૂપ હોવા જોઇએ. અને જો તેમ હોય તો બળવાન દુશ્મનો પણ તેને કશું કરી શકે નહીં.

રાજ્યની લગામ રાજાએ હાથમાં રાખી સારાં કૃત્ય કરવાં.

રાજાએ રાજ્યની લગામ પોતાના હાથમાં રાખી બુદ્ધિ કૌશલ્યતાથી બધાં ઉપર પોતાનો દાબ બેસારવો જોઇએ. પ્રપંચ સોગટાનો દાવ છે. બાજીમાં વારે વારે પોબારજ પડે એમ ધારવું નહીં. નિરંતર જોઇને પગમૂકવો. અને જોઇનેજ ઉપાડવો. લૌકિકમાં તિરસ્કાર થાય તેવું કરવું તેના કરતાં તેવું ન કરવામાં બહુ માઝા રહેછે. દુરાગ્રહ વડે કોઇ વાત સાબિત ન કરવી. હરેક વચન હિત બુદ્ધિથી વિચારવું. વિદુરનું હિત રૂપ કહ્યું ન માનવાથી ધૃતરાષ્ટ્ર રાજા માહા દુખી થયો હતો. જે હિત વચન કાને ધરતો નથી તે છતા કાને બહેરો કહેવાયછે. જે વખતસર સારૂ બોલી શકતો નથી તે મુગો કહેવાયછે, અને જે અયોગ્ય કર્મમાં નજર રાખે છે તે છતી આંખે આંધળો કહેવાય છે. માટે રાજાએ રૂડાં કામ કરવા તરફ નજર રાખવી.

સંપ ત્યાં જંપ છે.

જે રાજા પારકું ધન હરવામાં પાંગળો, પારકી સ્ત્રી જોવામાં +આંધળો ને પારકી નિંદા કર

---

+ ઇંગ્રેજી રાજ્યની ખરી નેકી તેમાં ગણાઇ છે. ઘણાખરા મોટા અધિકારીઓ પૈકી દુષ્ટ બુધિથી પ્રજાને પીડનારો અધિકારી હજુ સુધી નિવડયો નથી. દુનિયામાં પડતી થવાનાં ત્રણ વાનાં ગણેલાં છે. તે એ કે જર, જોરૂ અને જમીન. અને એ બાબતની ખાતરી ઇતિહાસ વાંચેથી થાયછે.

વામાં મુગો હોય તે જગતમાં સર્વ માન્ય થાયછે, માટે રાજાએ ઇશ્વરપર આસ્થા ને જનમંડળ પ્રત્યે પ્રેમ રાખવો જોઇએ. આ લોકમાં જન પ્રીતિ મેળવવા માટે "મધુરવાણી" જેવી બીજી ગુરૂ કીલી નથી. માટે સાચું ને મધુર બોલવું. ફોકટ વેર તથા વિવાદ ન કરવો. પ્રસંગ તથા સ્વભાવને અનુસરી વહાલા થવું. જરૂર જેટલું ગુસ્સે થવું, ને વડિલોની મર્યાદા રાખવી.

મોટા લોકને પોતાનું હિત તથા ખરી વાત સોધી લેવાનાં સાધન ઘણાં થોડાં હોય છે. કારણ તેમને પોતાને થયેલી ભૂલ સમજાતી નથી, તથા બીજાં માણસો તેમને અવકૃપા થવાની દહેસત ને લીધે પ્રત્યક્ષ કહેતાં નથી પણ રાતદિવસ સઘળા કામમાં હાજી, હા કહયાં કરેછે. ખુશામત એવી જબરી કેફ છે કે તેની અંદર ફસાઇ પડ્યા પછી સાચી વાત સાંભળવાનો અભાવ થાય છે. જો રાજાનો એવો સ્વભાવ થાય તો પ્રપંચી લોકો ધારેલો લાભ લઇ મોજ ભોગવેછે. ને સત્યવાદી જનો સંકટમાં આવી પડેછે. માટે રાજાએ એવી વાતો રાત દિવસ લક્ષમાં રાખવી જોઇએ. જેઓ ઠાલી સ્તુતિ કરેછે તે બગરૂષિ જેવા પાકા ઠગ છે. પોતે સદાચરણી ને વિવેકી થઇ સૌની ખાત્રી કરી આપવી જોઇએ કે મારી ઠાલી સ્તુતિ કરનારને રાજસ્થાનમાં પેસવાની મનાઇ છે. તેમજ મારા વિષે અથવા રાજ્યના બીજા કોઇ પણ માણસો વિષે સાચી વાત કહેવાની છૂટ છે. સાચીવાત કહેવાથી હું બહુ ખુશી થઇશ. પરંતુ એવી છૂટ ઘટતીરીતે આપવી. સાધારણ કરી નાખવી નહીં. ભય વિના પ્રીત થતી નથી માટે લોકોમાં રાજાનો કરપ પાડવા ઉત્તમ માણસોનેજ એવી છૂટ આપવાની છે. હલકા માણસોને એવી છૂટ આપવાથી મદ ઉત્પન્ન થાય છે. એટલે છાની રીતે પ્રજાને પીડે છે અને જાહેરમાં રાજાથી અમર્યાદ રહેછે. માટે સુજ્ઞ, ઉદાર, રાજ્યના હિતમાં સદા રાજી હોય તેવા ગુણી પુરૂષોને એ કામ સોંપવું જોઇએ. કેમકે ગુણવાન પુરૂષો હદમાં રહેછે, તોપણ તેઓ હદમાં રહી વાત કરે

ખુશામત કરનારનો વિશ્વાસ ન કરવો. સત્ય વાતના સંગી થવું.

તેવી રીતે રાજાએ વર્તવું જોઇએ. જેટલી બાબતમાં તેમની સલાહ માગી હોય તેટલી બાબતને લગતી જે હકિકત હોય તેજ તેઓ કહે, સિવાય વધારે બોલે નહીં તેમ થવું જોઇએ. તેમના કહેવાપર વિચાર કર્યા વગર નિકાલ આપવામાં આવતો હશે તો તેઓ કોઇ વખતે પોતાનો દાવ રમી જશે. માટે તેમના કહેવામાં સારાસાર તપાસી જોયા પછી તેનો નિવેડો લાવવો જોઇએ. રાજાની રીતભાત વિષે એવી ખાત્રી થવી જોઇએ કે મહારાજને, સત્ય વાત બહુજ પ્રિય છે. તો પછી ઢોંગી માણસો પોતાની મેળેજ સુધે રસ્તે ચાલશે.

દુખી થવાનાં મુળ.

અઘટિત કામ કરવું, સ્વજનમાં વિરોધ ઉઠાવવો, બળીઆની અદેખાઇ કરવી, દુષ્ટ સ્ત્રીઓના ફંદમાં ફસાવું. અને જેનેતેને હલકો માની તિરસ્કાર કરવો એ દુખી થવાનાં ચિન્હ છે. જે મનુષ્ય સર્વદા ઉત્તમ કામ કરવામાં ચિત્ત રાખેછે તે ઉત્તમ ફળ ભોગવેછે. જે કામ કરવામાં હરકત છે તેમાંજ વિશેષ બરકત છે એમ સમજવું. માટે કોઇ કામ આરંભી છોડવું નહીં. હાથે લીધેલું કામ છોડયું તો લોકોમાં નબળાઇ ગણાશે, માટે તે પુરૂં થતા સુધી છોડવું નહીં. સઘળી ધારેલી ધારણા પાર પડવી ન પડવી ઇશ્વરને આધિન છે. માટે પાર ન પડે તો દિલગીર ન થવું. પુરૂષ પ્રયત્ન ને ઇશ્વર કૃપા હોય તો સર્વ હેતુ સફળ થાય છે.

ધીરજથીઉત્તમ કામ કરવું.

રાજ્યના ભાગ પાડવા નહીં.

જે કુંટુંબમાં સ્ત્રી પુરૂષો સદા સંતુષ્ટ રહેછે તેનું કલ્યાણ થાયછે. ભાઇઓનું ઐક્ય રાજાનું પરમ શ્રેય કરનાર છે. રાજ્યના ભાગ પાડ્યા સિવાય તેમને પોતાના સરખા ભોગ ભોગવતા કરવા, અને તેમની સઘળી હાજતો પુરી પાડવી. સ્વજન સાથે વિરોધ કરી રાજયના ભાગ પાડવાથી રાજાઓનું જરૂર ભલું થતું નથી. કેમકે વિભાગે કરી સ્વલ્પ થએલા રાજ્યને શત્રુઓ એક પળમાં જીતી તાબે કરી શકે છે. માટે સ્વજનમાં ગાઢો સંપ રાખવો જોઇએ.

ઘણી રાણીઓ ન કરવી.

માનવ શાસ્ત્ર કહેછે કે રાજાએ એક કરતાં વધારે રાણીઓ કરવી નહીં. જે રાજા વિશેષ રાણીઓ કરેછે તે પોતાને હાથે પોતાના માથે દુખને વહોરી લેછે. દુષ્ટ સ્ત્રીઓથી સલાહ શાંતિ રહેતી નથી પણ નિરંતર વિરોધ રહે છે. એટલે અત્યંત દુખ થાયછે. એક હાથી પાલવવો જેટલો કઠણ છે તેથી વિશેષ કઠણતા એક સ્ત્રી પાલવવામાં છે. અંગે ખોડ વિનાની, શાંત સ્વભાવવાળી, હંસ તથા હાથીના જેવી ગતિવાળી કૂળમાં તથા લક્ષણમાં શ્રેષ્ટ, અને અવસ્થાએ નાની કન્યાને રાજાએ પરણવું. અને પરસ્ત્રી સામી *કુદૃષ્ટી ન કરવી.

ક્રોધ ન કરવો.

હું મોટો ને આ બધા તુચ્છછે એવું ન માનવું. ક્રોધે ભરાઇને કોઇને ગાળ ભાંડવી નહીં. જયરે ક્રોધ ઉપજે ત્યારે મૌન્યપણુ ધારણ કરવું. ઇશ્વરે આપણને બુદ્ધિ આપીછે માટે તમામ પ્રકારનો જ્ઞાનચક્ષુ વડે વિચાર કરવો, સુરસ અને ઊંડા વિચારનું બોલવું. હરકોઇના બહારના ભભકાથી ન અંજાતાં તેના મનની ખરી પરીક્ષા કરવી. તલવારની ખરી કિંમત તેના સોનેરી બુટ્ટાદાર મુખ પરથી કે મખમલના મ્યાનપરથી થતી નથી પણ પોલાદના પાન પરથી થાય છે. તેમ સામા ધણીની પરીક્ષા તેનાં આચરણ પરથી કરવી જોઇએ.

સામાના મનની પરીક્ષા કરી વાત કરવી.

હરેકવાતમાંથી સારીવાત ગૃહણ કરવી.

મન ચંચળ છે તે નઠારો ગુણ જલ્દી ગૃહણ કરે છે. હલકા માણસો સારને તજેછે ને ડાહ્યા માણસો અસારને તજે છે. મધ માખી પુષ્પમાંથી મિઠાસ ચુશી લેછે. તેમ રાજાએ સહવાસી જનોમાં સારા ગુણો હોય તે ગૃહણ કરીલેવા. હરેક બાબતમાં ચાળણીનો ગુણ ન લેવો પણ સૂપડાનો ગુણ લેવો. પોતાનામાં દુર્ગુણ ન આવે તે સારૂ સહવાસમાં સજ્જન પુરૂષો રાખવા જેમ સળગતો કોયલો પકડીએતો દઝાયછે અને સળગ્યાવગરનો પકડીએતો હાથ કાળા થાયછે તેમ દુ-

* જુઓ પ્રાચિન કાળમાં રામાદિ મહારાજાઓ એક પત્નિવ્રત હતા તો કેવા સુખી હતા. હાલ યુરોપિયન રાજકર્તાઓ પણ કેટલા બધા સુખી છે. તેમજ બીજી તરફ આપણા દેશીઓને એ બાબતમાં ધ્યાનમાં લો તો એ વિષે ખરી ખાત્રી થશે.

જેનની× સોબત થોડી કરીએ કે વધારે કરીએ તોપણ તે દુખકર્ત્તાછે. સજ્જનની સોબત બુદ્ધિની જડતાને હણે છે, પાપ ટાળે છે, માન વધારે છે, ચિત્તને પ્રસન્ન રાખે છે, કીર્ત્તિ ફેલાવેછે અને સત્ય ભાષણ શીખવે છે. જે રાજા સજ્જનની સોબત, પંડિતની દોસ્તી અને સ્વજાતિમાં સંપ રાખશે તે અતિશય શાંતિ ભોગવશે.

સજ્જનની સોબત કરવી.

પોતાનું જ્ઞાન અપૂર્ણ છે એવું જે માને તે વધારે સમજુ ગણાય અને પોતાનેજ પુરો પંડિત માને તે મૂર્ખનો શિરોમણી કહેવાય. બાળતથા વૃદ્ધને જમાડીને જમવું તેનું નામ ભોજન કહેવાય. પારકાને વિષે ભાવ રાખવો તેનું નામ સ્નેહ કહેવાય; જે કૃત્યથી પાપ ન થાય તેનું નામ ડહાપણ કહેવાય. અને દંભવિના જે આચરણ હોય તેજ ધર્મ કહેવાય. માટે તેવા ગુણ રાજાએ ગ્રહણ કરવા જોઇએ. કારેલાં સાકર નાખી ઘીએ તળ્યાં હોય તથાપિ કારેલાંમાંથી જેમ કડવાસ જતી નથી તેમ નઠારા ગુણ પોતાનો નઠારો ભાવ ભજવ્યાવિના રહેતાજ નથી. ભાંગ, ગાંજો, અફીણ તથા દારવાદિ કેફી વસ્તુઓથી દૂર રહેવું. કેફથી ઉન્મત્ત થયેલા પુરૂષનું સર્વ નાશ પામે છે. ને વિકળ થએલી બુદ્ધિથી મિથ્યા બકેછે. તિરસ્કાર થાય એ રીતે અગમ્યની ઇચ્છા કરેછે. કેફથી ચિત્તને ભ્રાંતિ થાય છે. ચિત્તભ્રમ થવાથી મનુષ્ય પાપાચરણ કરેછે ને પાપ કરવાથી અધમગતિ પામેછે માટે રાજાએ એવી વસ્તુથો ઘણા છેટે રહેવું જોઇએ.

નઠારા ગુણોથી દૂર રહેવુ.

કેફ ન કરવી.

હમેશાં સાચું બોલવું ને ઘટીત કામ કરવું. કલ્પતરૂમાં કહ્યું છે કે, જૂઠું બોલનારને મિત્રતા, પુણ્ય ને યશ મળતાં નથી. ઝેર (વિષ) ખાનારની પેઠે તેનું કલ્યાણ થવાનો એકે માર્ગ જડતો નથી. માટે સત્યવાત કરવી. સત્ય બોલવાથી અનર્થ થવાનો સંભવ હોય તો તે વેળાએ અબોલા રહેવું. અથવા ધર્મરાજાની પેઠે યુકિતસર† બોલવું. પણ અનર્થ થવા દેવો નહીં.

સાચું બોલવું.

× લોકમાં જવું આવવું, ભય, લજ્જા, ડહાપણ, તથા ઉદારતા, એ પાંચ ગુણ જેમનામાં ન હોય તેને દુર્જન સમજવા. † નરોવા કુંજરોવા.

મિત્ર પરીક્ષાચ્ચ ને તેમની સાથે રાખવાનો વ્યવહાર.

જે પાપ કર્મથી વારી શકે, હિતમાં સામેલ રહે, છાની વાત ઢાંકી રાખે, સદ્‌ગુણ પ્રકટ કરે, આપત્તિમાં અડચા રહે એટલે ખપ લાગે એવા પુરૂષો સાથે રાજાએ મિત્રાઇનો, મદદ આપવા લેવાનો, છાની વાત કહેવા તથા પૂછવાનો, ને જમવા તથા જમાડવાનો—એવી છ બાબતનો વ્યવહાર રાખવો જોઇએ.

દેશાટન કરવું તે રાજાનો મુખ્ય ધર્મ છે. પ્રવાસમાં રહેવા સંબંધી સુચનાઓ.

રાજાએ દેશાટન કરી રાજ્ય હદ વધારવી. રાજાનું મોટામાં મોટું કર્તવ્ય કર્મ એ છે કે સ્વપરાક્રમથી રાજ્યમાં નવીન વધારો કરવો ને પ્રજાને શાંતિ આપવી. જે રાજાએ તેમ કરયું નથી તેનો જન્મારો વ્યર્થ ગયો સમજવો. પરગામ અથડાયાવિના હોંશિયારી ને હિમત આવતી નથી. માટે ઘટતી રીતે પ્રવાસ કરવોજ જોઇએ. પ્રવાસમાં ખાનપાન ને ઉંઘ કબજે રાખવાં. પ્રવાસમાં રાખેલુ ધન ચોકસ ઠેકાણે મૂકવું. મુસાફરીમાં ખરી ખાત્રીનાં માણસો સાથે લેવાં જોઇએ. નગરમાં ફરવા જતાં પણ સંબંધી, મિત્ર અને કેટલાક હજુરીઆ સાથે રાખવા. પ્રવાસમાં નીકળ્યા પછી રાજાએ પોતાની આગળ પાછળ ભયંકર વેષવાળા, નમ્ર, ચતુર, હથિયાર વાપરી જાણનાર અને ઉઘાડી તરવારવાળા શુરવીરો રાખવાને ચૂકવું નહીં. વળી રાજાએ મોટે પરોઢીએ, છેક સંધ્યાકાળે, મધ્યાને, અજાણ્યા સાથે, એકલાએ, તથા દુરાચારી સાથે મુસાફરી કરવા નીકળવું નહીં.

રાજા, પ્રજાનો માબાપ છે માટે તેણે ન્યાયથી વર્ત્તી તાબાના અધિકારીઓને તેમ વર્તાવી પ્રજાનું સદાકાળ રક્ષણ કરવું.

અબંધુના બંધુ, આંધળાની આંખ, અને ન્યાય માર્ગે ચાલનાર સર્વ પ્રજાનો માતા પિતા રાજા છે. માટે તેણે સ્વલોભથી, હજુરિઆ, અને કામદારોથી, ચોર તથા શત્રુથી પ્રજાનું બરાબર રક્ષણ કરવું જોઇએ. જો તેમના જુલમથી પ્રજાને દુખી થવા દેશે તો પોતે ઠરીને બેસવા પામશે નહીં. જેનો આગેવાન આંધળો તેનું લશ્કર કૂવામાં પડે છે. હાથ નીચેના સઘળા અમલદારો સારી રીતે વર્તવાનો આધાર તેના મુખ્ય અધિકારી ઉપર હોય છે. જો તેજ ન્યાયથી વર્ત્તે તો સર્વ કામદારોને પ્રજા

ન્યાયથી વર્ત્યા વગર રહેજ નહીં. ચાણાક્ય નીતિમાં કહ્યું છે કે પ્રજા રાજાને અનુસરે છે એટલે જેવો રાજા તેવી પ્રજા થાય છે.

પ્રત્યેક જીવ ઉપર દયા રાખવી. પણ કયા જીવ ઉપર કેટલી દયા રાખવી તેનો મન સાથે વિચાર કરવો. ગુન્હા તપાસતાં નાદાન લોકોપર દયા રાખવામાં આવશે તો જેમ પક્ષીઓ રસાળ વૃક્ષને ટોચી ખાય છે તેમ નાદાન લોકો દયાળુ ન્યાયાધિશને ટોંચી ખાશે. તથા નિર્ભયપણે રાજ્યમાં અનર્થ કરશે. ન્યાય આપતાં ઉંડા ધરાના પાણીની પેઠે સ્થીર મન રાખવું. ગુન્હો તપાસતાં શાન્ત મન રાખવું કેમકે ક્રોધ કરવાથી ઇનસાફનું કામ બગડે છે. એટલે અરજદારોને નુકસાન ભોગવવું પડે છે ને પોતાને અપજશ મળેછે માટે શાંત પ્રકૃતિથી સર્વ ગુન્હાની તપાસ લેવી જોઇએ. નહિંતો એકના અપરાધ માટે બીજાને સાશન ખમવા જેવું બની જશે અથવા ગુન્હાના પ્રમાણમાં સજા આપી શકાશે નહીં. જ્યાં સુધી સમજાવ્યાથી કામ થતું હોય ત્યાં સુધી દંડનો ઉપયોગ ન કરવો.

વધારે દયા દુખ કર્તા છે માટે ન્યાયને અનુસરતી દયા રાખવી.

હજુરના ખીજમતગારો ધણી આગળ અખંડ કાળ બેશી રહેછે. ધણી શું બોલેછે ને બોલશે તે સાંભળવાને કાન દઇ એકી નજરે જોયાં કરેછે. અને પછી તે બોલનો ભળતોજ અર્થ કરીને ફાવે તેવી ગપ્પો બહાર ફેલાવે છે. એટલામાટે મસલત કરતી વખતે તેમને દૂર રાખવા. તેમની સાથે હસીને વાત ન કરવી. કરેલો કે કરવાનો ઉપકાર કહી બતાવવો નહીં. ધારેલું કામ છાનું રાખવું ને છાની રીતે કર્યા જવું. રાજ્ય કારભારની કેટલીક વાતો એવી છે કે તે પ્રસિદ્ધ થવાથી પાર પડતી નથી. અને વખતે એવી હાનિ પહોચે છે કે મર્ણાત સુધીમાં બદલો વળે નહીં.

સઘળી મસલત એકાંતમાં કરવી. કેમકે બાંધી મુઠી લાખનીછે.

નાના કે મોટા કામ માટે લેખી આજ્ઞા આપતા રહેવું. ભુલીજવું એ માણસનો ધર્મ છે. અને લખાણુ પરંપ્રમાણ છે. કામદારો પણ પોતાનો દૈનિક, માસિક ને વાર્ષિક હિસાબ બરાબર આપ્યાં કરે તેમ ધ્યાનમા રાખવું જોઇએ.

દાખલો રહેમાટે સઘળી બાબતોનો લેખી હુકમ આપવો.

નરનું ભૂષણ રૂપ, રૂપનું ભૂષણ ગુણ, ગુણનું ભૂષણ જ્ઞાન અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે. સમજ વિનાના અપરાધીઓનો અપરાધ ક્ષમા કરવો. જેણે પૂર્વે ઉપકાર કર્યો હોય તે કદિ મોટો અપરાધ કરે તો તેના ઉપકારને યાદ કરીને ઘટતી ક્ષમા આપવી. ક્ષમા રાખવી પણ કૃતઘ્ન ન થવું.

પાત્રાપાત્ર જોઇને અપરાધની શિક્ષા કરવી. આવો, બેસો એવો સત્કાર ન કરવો. કેવળ તેના સાથે ન બેસવું બોલવું, નહીં, અને મૌન્ય રહેવું. ઇ. નાની શિક્ષાના બહુ પ્રકાર છે તેનો પ્રસંગોપાત ઉપયોગ કરવો એટલે ચાકરો ગુન્હો ન કરવા કાળજી રાખશે. હલકી શિક્ષાના પ્રકાર.

પ્રજાપતિએ સામથી દંડપર્યંત નીતિ કહેલી છે તેમાં દંડ નીતિ પાપીષ્ટ છે માટે નચાલે ગુન્હેગારોનો દંડ કરવો. દંડ છેવટની ત્રાસદાયક સજા છે.

રાજ્યમાંનો અધિકારી પ્રજાપાસે વેઠ કરાવે, લાંચખાય, ગેર ઇનસાફ આપે કે બીજી જાતના જુલમ કરેછે કે નહીં તેની છાની તપાસ રાખવી, ને તે ખરૂં ઠરે તો તેને શિક્ષા કરી એવા જુલમનો એકદમ અટકાવ કરવો. માનવ શાસ્ત્ર કહે છે કે પ્રત્યેક નગરમાં તપાસ રાખવાને કૂળ તથા ગુણમાં શ્રેષ્ટ, સૈન્યે કરી ત્રાસદાયક, અને નક્ષત્રોના મધ્ય ગ્રહની પેઠે તેજસ્વી હોય એવો એકેક સુબો રાખવો. તે સુબાએ અધિકારીઓની તજવીજ રાખવી, ને રાજાને જાહેર કરવું. જે અધિકારી આજ્ઞાનો અનાદર કરે, કામમાં જોડતાં સામું બોલે, કે બેદરકારી બતાવે, ને પોતાની અણઘટતી વાત ખરી ઠરાવે એવો દુરાગ્રહી હોય તેને રાજ્યમાંથી જલ્દિથી વિદાય કરવો. રાજ્યના અધિકારીઓને અનર્થ ન કરવા દેવો. રાજ્યની તપાસ સારૂ સુબા રાખવા. નઠારા નોકરને રજા આપવી ને તેને સજા કરવી.

જે પાપ બુદ્ધિવાળા અધિકારીઓ કોરટમાં આવનાર લોકો પાસેથી લાંચ ખાય તેમની સર્વ માલ મિલકત જપ્ત કરી દેશ નિકાલ કરવા. પ્રજામાં નિંદાયલા અધિકારીને તત્કાળ રજા આપવી. પ્રધાન ગુન્હો કરે તો એકાંતમાં એકવાર ઠપકો આપી માફ કરવો ને બીજીવાર કરે તો જાહેર રીતે તેમનો દંડ કરવો. તેમ છતાં તે જો નિરંતર અન્યાયથી વર્તે તો તે- પ્રધાન ગુન્હો કરે તો તે વિષે.

નું સરવસ ખુંચી લઇ પોતાના રાજ્યમાંથી તેમને હદપાર કાઢવા.

પંડે રાજાએ રાજ્યમાં ફરવા જવું.

કેટલીક વખતે પંડે રાજયમાં ફરી અધિકારીઓની વર્ત્તણુંક તપાસવી. ને પ્રજાને સંપૂર્ણ સંતોષ આપવો.

નોકરોની કદર બુઝવી.

નોકરોની કદર પિછાનવી. સારૂં કામ કરનારને સાબાશી આપવી અથવા દરજ્જા પ્રમાણે પાઘડી, સાલ જોડ, મંદીલ, શીરપેચ, ઘોડા, તલવાર, પાલખી, છત્રી મસાલ, અથવા જમીન બક્ષીસમાં આપવાં. સાબાશી અથવા બક્ષીસ મળવાથી નોકરો ઉત્સાહી રહેછે ને નિરંતર ચઢતાં કામ કરી બતાવી સારૂં ઇનામ મેળવવાની ઉમેદ ધરાવે છે માટે સ્વરાજયમાં ભકિત રાખનાર, કામ કરવામાં ઉત્સાહી અને ચાલાક નોકર હોય તેને પુત્રની પેઠે પાળવો. તેનેજ પુત્રની પેઠે પાળવો એટલુંજ નહીં પણ તેના કુટુંબનું સંરક્ષણ કરવું.

જ્યાં બુદ્ધિ ન પહોચે ત્યાં બીજાની સલાહ લેવી.

બુદ્ધિનો ઉલટો ઉપયોગ કરવાથી નુકશાન ભોગવવું પડે છે. તમારી નજર ન પહોચે ત્યાં તમારા કરતાં વયે, *બુદ્ધિએ, અને કળાએ શ્રેષ્ટ હોય તેમની સલાહ લેવા ચૂકશો નહીં. લબાડી લોકના બોલવા તરફ ધ્યાન આપશો નહીં. કદાસ તે તરફ ધ્યાન આપવું પડે તો તેમાંથી સારીવાત ગૃહણ કરી લેવી.

ઇનસાફ વખતે કચેરીમાં બેસવા વિષે અને વાદી પ્રતિવાદીનાં કામ તપાસવા વિષે.

ન્યાયાસનપર સભ્યતાની રીતે બેસવું. અને સાવધાન થઇ પરમેશ્વરને પ્રણામ કરવા. ફરિયાદીનું કામ ધ્યાન આપી તપાસવું. નિષ્પક્ષપાતથી વાદી પ્રતીવાદીના કજીઆનો નિકાલ આપવો. અરજદારે દાખલ કરેલો કજીઓ સાંભળવામાં ઢીલ કરવી નહીં. એકાંતમાં વાદી પ્રતિવાદીનું કામ તપાસવું નહીં. દેશ ×

---

* ઘડાઇને પાકા થયેલા વૃદ્ધ પુરૂષો રાજ સભામાં રાખવા. જે ન્યાયથી ન બોલે તે વૃદ્ધ ન કહેવાય. જેના બોલવામાં છળભેદ હોય તે સત્ય કહેવાય નહી. માટે દુર્ગુણ રહિત વૃદ્ધો રાજસભામાં જોઇએ. જુઓ ઇંગ્લાંડની પાર્લામેંટ.

× देशजातिकलानांचयेधर्माः प्राक्प्रवर्तिताः

तथैवतेपालनीयाः प्रजाप्रक्षुभ्यतेऽन्यथा ॥ १ ॥

રિવાજ તથા કાયદાના નિયમમાં રહી સત્ય શું છે? કજીઓ કેવા પ્રકારનો છે? પોતે શું કરવા માગે છે? સાક્ષી કેટલા વજનદાર છે? વગેરે તપાસવું. જે રાજા કામ ક્રોધને નિયમમાં રાખી પ્રજાને વ્યાજબી ઇનસાફ આપે છે તેને પ્રજા પોતાનો ધર્મનો પિતા માની પૂજે છે. માટે અન્યાયીનેજ × સજા કરવી જોઇએ.

જેમ ઊંચા ઝાડને ઝપાટાની ધાસ્તીછે તેમ ઉંચા હોદ્દા ને અપાર ધાસ્તી છે તે વાત લક્ષમાં રાખી રાજાએ હરેક નાની મોટી વાતમાં ચિત્ત રાખવું જોઇએ. અને તેમ કરવાથીજ રાજયને ઘણી પ્રકારના ફાયદા છે. પોતાના રાજ્ય પ્રત્યે નજીકના તથા દૂરના રાજસ્થાનવાળા કેવી નિષ્ટા રાખેછે તેની તજવીજ સારૂ *દુભાષિયા રાખવા. બળવાન રાજસ્થાનો સાથે મિત્રતા બાંધવી. ને તેમનાં કળા કૌશલ્ય શીખી પોતે બળવાન થવાનો યત્ન કરવો. બળવાન શત્રુ બહાનાં કાઢી ચઢી આવે તો નમતી આપી બચાવ કરી લેવો. એથી અપકીર્ત્તિ થશે એમ માનવું નહીં.

બીજા રાજ્યથી જાણીતા રહેવું.

સમય વિચારવો એ દરેકનું કર્ત્તવ્ય છે. હરેક બાબતપર સારી રીતે વિચાર કરવો, પરાક્રમ કરવું, વઢવું અથવા ભાગી જવું એ માણસના ધર્મ છે માટે તેમાંથી જે સમયે જે ઘટે તે આચરવું. પ્રાણ રહેવાનો ભય હોય તો અનાર્ય સાથે પણ સંધિ કરવી.

સમય વિચારી રાજાએ ચાલવામાં નાનમ નથી.

જેને-જેમ ઘટે તેમ વશ કરવામાં ચતુરાઇ છે.

લોભીને ધનથી, અનમીને નમીને, મૂરખને ભોળવીને, પંડિતને વિવેક વાપરીને અને શત્રુને બળ અથવા કળ કરીને વશ્ય કરવા.

---

केवलंशास्त्रमाश्रित,नकर्त्तव्योहिनिर्णय:
युक्तिहिनेविचारेतु,धर्महानिप्रजायते ॥ २ ॥

ન્યાય આપતાં કેવળ શાસ્ત્રનો આધાર રાખવો નહિ, દેશાચાર ને કુળાચાર પણ લક્ષમાં લેવાં, જો તેમ ન કરે તો પ્રજા નારાજ થઇ અનર્થ કરશે.

× મનુ કહેછે કે પિતા, ગુરુ, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર તથા પુરોહિત, એમાંથી જે સ્વધર્મમાં ન રહે તેને રાજાએ શિક્ષા કરવી. તેમ રાજા અન્યાયથી વર્ત્તે તો તે વિષે કહેછે કે, જે અપરાધ માટે સાધારણ મનુષ્યનો એક રૂ. દંડ કરવામાં આવતો હોય તેવો અપરાધ રાજા કરે તો ન્યાયાધિશે તેના ૧૦૦૦) રૂ. દંડ કરવા. અર્થાત્ રાજા ગુન્હો કરે તો તેને બીજા ગુન્હેગારો કરતાં હજાર ગણી શિક્ષા કરવી જોઈએ.

* સર્વ વાતમાં કુશળ, પારકાનો અભિપ્રાય જાણનાર, શુદ્ધ મનવાળા, ચતુર તથા કુલિન હોય તેને દુભાષિયો ઠરાવવો.

મતલબ કે કવખતે કાચબાની પેઠે સંકોચ પામી શત્રુના પ્રહારને સહન કરવા અને દાવ આવે કાળા નાગની પેઠે ફુંફાડા મારી ઉભા થવું. એટલે વખત પ્રતિકુળ હોય ત્યાં સુધી શત્રુને ખભે બેસાડી ફેરવવો ને દાવ આવે પથ્થરપર નાળીએરની પેઠે પછાડવો જે ફરીથી ઉભોજ ન થાય.

શત્રુને જીતવા કેવા માણસો મેળવવા તે વિષે.

શત્રુને જીતવા ભોમિયા માણસ મેળવવા. ભેદુ મળ્યા વિના કોઇને મારી શકતો નથી. જ્યારે રામને વિભીષણ મળ્યો ત્યારે રાવણનો જડિદ નાશ થયો. હાથા વગરનો કહોવાડો વૃક્ષ કાપવાને સમર્થ થતો નથી પણ જ્યારે તેનો સજાતિ હાથા રૂપે તેમાં સામેલ થાય છે ત્યારે તે બળવાન વૃક્ષને પણ કાપવા સમર્થ બને છે. તેમ આપણે પણ શત્રુને નમાવવા તેના ઘરના ખાસ ભેદુ હોય એવા ચતુર માણસો પોતાના કરી લેવા. જે રાજા પર ચઢાઇ કરવાની જરૂર

પર રાજ્યનો કબજો તથા તેની વ્યવસ્થા વિષે.

જણાય તે રાજ્યના માલિકને પ્રથમ સમજુત આપી વશ કરવાનો યત્ન કરવો, સમજુત કરતાં તે ન માને તો પોતાને જોઇતી સામગ્રી તૈયાર કરી ચઢાઇ કરવી. જીતીને કબજે કરેલાં રાજ્યો બનતા સુધી ખાલસા ન કરતાં ખંડિયાં રાખવાં. કેમકે પોતાના સ્વામીના વંશમાં રાજ્યગાદી રહેવાથી જીતાયલી પ્રજાને મન સંતોષ રહે છે. એટલુંજ નહીં પણ એ પ્રજા દ્વેશ બુદ્ધિ ન રાખતાં માયાળુપણું રાખી આભારી રહેશે. શુક્રાચાર્ય કહેછે કે જીતી તાબે કરેલ રાજાના દેશમાં તેની વર્તણુંક વગેરેની દેખ રેખ રાખવા માટે સદા છાવણી સહિત મંત્રી* રાખવો. કદાપિ દૈવ ઇચ્છાએ જે રાજાનું રાજ્ય પ્રજાપર ઘણોજ અનર્થ ગુજરે ખાલસા કરી લેવાની એટલે પોતાના રાજ્ય સાથે જોડી દેવાની જરૂર પડે તો, એ દુર્ભાગી રાજાને તેની યોગ્યતા પ્રમાણે રકમ‡ બાંધી આપવી.

---

* જેમ હાલ પોલિટિકલ એજંટો અથવા રેસિડેંટો રહે છે તેમ.

‡ જેમ ઇગ્રેજ સરકારે સ્વર્ગવાશી ગાયકવાડ મલ્હારરાવ, અને થીબાને માટે કર્યું તેમ.

પરદેશી લોકોએ આપણા દેશપર પૂર્વે ઘણી ચઢાઇઓ કરી પ્રજાને અતિશય પીડી છે. પીડી છે એટલુંજ નહીં પણ તેને નિરૂદ્યોગી ને નિષ્કાંચન કરી નાંખી છે. માથે અનેક જાતની આપત્તિ આવી પડ્યા છતાં કેટલાક રાજાઓએ કુસંપ અને દુર વ્યસનથી દુર રહી સ્વદેશની આબાદી તરફ ધ્યાન આપ્યું નથી એથી પ્રજાની ખરાબી થશે. પ્રજા એકલીની ખરાબી થશે એમ નથી પણ ઉભયતાની ખરાબી થશે. અને તેમાં રાજકર્તાઓને વિશેષ શોષવું પડશે. પ્રજા સુખી હોય તો રાજ્યનો માલિક સુખી છે ને પ્રજા દુઃખી હોયતો રાજા પણ દુખી છે માટે લાંબો વિચાર કરી છત્રપતિએ દેશ દાઝ ધ્યાનમાં રાખવી જોઇએ. રાજા પ્રજાના પિતા કહેવાય; ને પ્રજા રાજાનાં બાળ બચ્ચાં કહેવાય. જેમ ખાનગી ગ્રહસ્થને પોતાનું ઘર એક કુટુંબ છે તેમ રાજ્યને રાજાએ પોતાનું કુટુંબ સમજવું જોઇએ. જેમ ગ્રહસ્થ પોતાના ઘરનું વડિલપણું લઇ સર્વનું ભલું ચહાય છે તેમ રાજાએ રાજ્ય કુટુંબનું ભલું કરવા સર્વ કાળ મચવું જોઇયે.

રાજાએ સ્વદેશ લાગણી સદાકાળરાખી હોયતો રાજા પ્રજાનું શ્રેય થાય છે.

રાજાનું કુટુંબ તે રાજ્ય કહેવાય.

પ્રજા પાસેથી કર લેવામાં બહુ મોટો હેતુ સમાયલો છે. પ્રજાની આબાદી ઉપર રાજ્યની ઉપજ વધવાનો અગર ઘટવાનો આધાર છે. પ્રજા આબાદ રહે તો વેપાર રોજગારમાં આગળ પડી પેદાશને વધારે એટલે રાજ્યને ઘટતો ફાયદો મળે. જેમ બાગનો માળી વૃક્ષોને કાયમ રાખી તે ઉપરનાં ફુલ ફળ ઉતારી લે છે, જેમ ભ્રમરો તથા મધમાંખી ફુલની પાંખડીઓને મૂળ સ્થિતિમાં રાખવાનું ધ્યાનમાં રાખીને અંદરની મીઠાશ ચૂશી લે છે તેમ રાજાએ પ્રજાને આબાદ રાખી કર ઉઘરાવવો જોઇએ. કોયલા બનાવનારની પેઠે કર લેતી વખતે પ્રજા રૂપી વૃક્ષનો તદન નાશ ન કરવો. કેટલાક અમલદારો ગરીબ લોકોપર મોસલાઇ વગેરેની ચીઠ્ઠીઓ કરે છે. તે ચીઠ્ઠીઓ લઇ જનારા સિપાઇઓ

રાજાએ પ્રજાને આબાદ રાખી કર લેવાનો છે.

મોસલાઇ વગેરે જુલમ પ્રજાપર ન ગુજારવો.

સત્તાવિસના આશ્રય વડે પ્રજાને ગમે તેમ પીડે છે. અને તેની દાદ કોઇ સાંભળતું નથી. લોકો એવા રાજ્યને અંધેર રાજ્ય કહે છે. લોકો પર થતો જુલમ અટકાવવા સારૂ અમલદાર રાખવામાં આવે છે. તેને બદલે તેમનાજ તરફથી પ્રજા ઉપર જુલમ ગુજારવામાં મદદ મળતી હોય તો ગરીબ પ્રજાને દાદ કરવાનું એકે સ્થળ રહે નહીં. આખરે પ્રજારૂપી ગાય દુષ્ટોના જુલમથી કકળીને રાજાના હકમાં બદદવા દે છે તેથી એ રાજય જલદી લય પામે છે. કહે છે કે જે રાજા પ્રજાને નાના પ્રકારની પીડા કરી ×દ્રવ્ય હરણ કરે છે; ને જે તેમની સાથે સત્યતા રાખતો નથી પણ મિથ્યા ભાષણ કરી તેઓનો તિરસ્કાર કરે છે તે રાજા અધો ગતિને પ્રાપ્ત થાય છે. માટે પ્રજા સુખ શાતામાં રહે તેમ કરવામાં રાજની ઉન્નતિ છે. રાજા પ્રજાને સંપ હોય તો બળવાન શત્રુ પણ પોતાનો ટેક છોડી પાછો જાય છે. રાજા પોતાની ફરજ બજાવે તો વખત આવે પોતાની ફરજ બજાવવાને પ્રજા પાછી હઠતી નથી. રાજ્ય ભક્ત પ્રજા રાજ્યને સંકટમાંથી બચાવવાને માટે પોતાનાં તન, મન, ને*ધન ખર્ચી નાખતાં વિચાર કરતી નથી. રાજાની કામદુધા જોઇએ તો પ્રજાજ છે. જો તેને સંતોષી તો રાજાને સર્વદા આનંદ રહેછે. કહેવત છેકે રાજ્યનાં મૂળો તો રૈયત. રૈયતને દાદ તો રાજ્યને આબાદ.

અનીતિવાન રાજાને છેવટનું ફળ.
"તપેશ્રી તે રાજેશ્રી ને રાજેશ્રી તે નર્કેશ્રી" એ વાત ખરીછે.

---

× અન્યાય વડે મેળવેલું ધન દશ વર્ષ ટકે છે ને અગિયારમે વર્ષે તદન નાશ પામે છે. દરેક અન્યાયી માણસે યાદ રાખવું જોઇયે કે પોતાની કરણીનું ફળ આ લોકમાંજ ભોગવવું પડે છે.

* રાજ્યને પૈસાની તંગી હોય તે વખતે અવિચારી રાજાઓ કેટલાંકનાં ઘરબાર લુંટે છે પણ રાજા પ્રજાને પ્રીતિ હોય તો અણમાગે પોતાનાં નાણાં લાવી રાજા આગળ રજુ કરે છે. જ્યારે પૈસાની તંગી હોય ત્યારે રાજાએ જેની ખુશી હોય તેની પાસેથી રાજ્યજમીનની જામીનગીરી આપી પૈસા લેવા; અને ઠરાવેલા દર પ્રમાણે મુદતસર વ્યાજ અથવા વ્યાજ મુદલ આપતા રહેવું. અર્થાત્ રાજાએ પોતાની શાહુકાટ સાચવવી જોઇયે, નહીં તો ફરીથી પોતાની ગરજ સરતી નથી. એ બાબતમાં ઇંગ્રેજ સરકારની રીત વખાણવા જોગ છે.

નાચ તમાસા ગમત ખાતર કરાવવા.

ગમતની ખાતર કોઇ કોઇ વેળા નાચ તમાસા કરાવવા; પણ નિરંતર એવા તમાસા કરાવી પૈસા ગુમાવવા નહીં. એવી રીતે ધન ખર્ચી નાખવાથી ઉદ્યોગી લોકો નિરાશ થાય છે અને દુર્વ્યસનીને ઉત્તેજન મળે છે. રાજા પાસે ધન માલ છે તે સર્વ પ્રજાનું છે તેથી પ્રજાના હિતમાં તે પૈસા ખરચી નાખવાને રાજા પોતે બંધાયેલો છે, રાજાએ એ પૈસામાંથી, અનાથ અને અપંગનું રક્ષણ કરવાનું છે, રાજ્યની લડાઇઓમાં જીવ આપનાર બાહાદુર નરોનાં બાળ બચ્ચાંનું પોષણ કરવાનું છે, પ્રજાને કળા કૌશલ્યતામાં વધારી આબાદ કરવાનું છે, દેવસ્થાનને આશ્રય આપવાનું છે. રોગીને ઔષધ, ભૂખ્યાને અનાજ, વસ્ત્રવિનાનાને વસ્ત્ર, મુસાફરોને માટે ધર્મશાળા, નવાણ માટે દુ:ખી થતાને સારૂ તલાવ, કુવાદિ નવાણ કરાવવાં; વગેરે બાબતમાં પ્રજાને ઉત્તેજન આપવાનું છે માટે લૌકિક કલ્યાણમાં ઘટતી રીતે રાજ્યધન વાપરવું જોઇએ. જે રાજા એવી રીતે રાજ્યના ધનનો ઉપયોગ કરે છે તે રાજાની કીર્તિ યાવત્ ચંદ્ર દિવાકરો સુધી ટકે છે.

રાજ્યનું ઉત્પન્ન એટલે પ્રજા પાસેથી લીધેલું નાણું પોતાના અને પ્રજાના કલ્યાણમાં વાપરવાને રાજા બંધાયેલો છે.

આવકના પ્રમાણમાં રાજ્યનો ખર્ચ રાખવો. વગર વિચાર્યો ખર્ચ કરનાર, મોટા સાથે વેર બાંધનાર, તેમજ સર્વ કામમાં ઉતાવળો થનાર નિરંતર દુખ ભોગવે છે. કહેવત છે કે જ્યારે હિસાબ થાય નક્કી ત્યારે બાકી નીકળે પક્કી. દર વર્ષે આવક જાવક તપાસી જોવી, અને ત્રીજો ભાગ રાજ્યભંડાર ખાતે વધારા તરીકે રહેવાની ગોઠવણ રાખવી.

રાજ્યની ઉપજનો ત્રીજો ભાગ દર વર્ષે ભંડારમાં રહેવો જોઈએ.

ઉદ્યોગનો હાથ તંગીને હઠાવે છે. આબાદાની અને ફત્તેહ ઉદ્યોગી માણસના ખિદમતગાર છે. આળસુ માણસનું શરીર કામ તથા કસરતથી કસાયલું ન હોવાથી ઘણાં દરદો ભોગવે છે. આળસુના મનમાં લાંબી લાંબી ઉમેદ હોય છે પરંતુ તેનાં હાડકાં

ઉદ્યોગ વિના કંઇ કામ થઇ શકતું નથી.

હરામ થવાથી તેનું મન મહેનત કરવામાં પાછું પડે છે. તેનું ઘર ગોંદળ ભરેલું હોય છે. તેના નોકરો ફિસાદી અને નુકશાન કારક હોય છે. અને તેથી થતી ખરાબી નજરે જુએ છે, કાને સાંભળે છે, અને મનમાં તે વિષે ઘણો ખીજવાયછે; પરંતુ તેનામાં હોંશિયારી ન હોવાથી તે કાંઇ કરી શકતો નથી. અને છેવટે શરમ તથા સંતાપમાં પડી અનેક પ્રકારે પીડા પામે છે.

જાહેર દરબાર ભરવા જોઇએ.

અઠવાડિયામાં એક વખત જાહેર દરબાર ભરવાની જોગવાઇ રાખવી જોઇએ. અને તેમાં રાજ્યના તથા નગરના સારા સારા માણસોને બોલાવી મળવું જોઇએ. તેથી ઉભયતાનો પ્રેમ બંધાય છે રાજાએ હર કોઇ વખતે જે બોલવું હોય તેનો તોલ કરીને ‡બોલવું જોઇએ.

વિચાર કર્યા પછી સઘળું કામ કરવું.

તેમજ હરકોઇ કામ કરવું હોય તો તેના શા ઉપાય લેવા પડશે તેની તજવીજ કર્યા પછી તે આરંભવું જોઇએ.

બીજા પ્રકારની સેવાઓ કરતાં માતા પિતાની સેવા ચઢતી છે.

ધર્મ રાજા કહે છે કે આકાશ કરતાં ઉંચામાં ઉંચો પિતા છે. અને પૃથ્વી કરતાં મોટામાં મોટી માતા છે. માતા પિતાના આશિર્વાદવડે છોકરાંનું કલ્યાણ થાય છે. સ્વભાવિક રીતે માતા પિતાનો અપૂર્વ ભાવ છોકરાં પ્રત્યે રહેલો છે, તેઓ પોતાનાં બાળક પરાક્રમી નિવડેલાં જોવાને જીજ્ઞાસુ રહે છે. જો તેમની એ આશામાં નિરાશ થાય તો પોતાના આત્માવિષે ઘણોજ ખેદ પામે છે. રાજાએ પોતાનાં માબાપને સંતોખવાં જોઇએ. તેમને "વીર" પુરૂષનાં માતા પિતાનો ઇલકાબ મળે એવી રીતે પોતાના આચરણ રાખવાં જોઇએ. શ્રવણે શ્રદ્ધા પૂર્વક રાંક પણ અંધ માતા પિતાની સેવા ઉઠાવવાથી અમરપણું મેળવ્યું છે, સર્વ ભકિતમાં માતા પિતાની ભકિત સર્વોત્તમ છે. માતા પિતાની ભકિતવડે

---

‡ એક વિદ્વાન કહે છે કે તારી જબાં ઉપર કાયદો રાખ, અને તારા હોઠ ઉપર પહેરો રાખ, નહીં તો તારાજ મોઢાના શબ્દો તારી શાંતિનો સંહાર કરશે.

કદિ અકલ્યાણ થતુંજ નથી. રાજ્યની મહેસૂલ સરકારથી ઉઘરાવવાનો વહીવટ રાખવો જોઇએ. કેટલાક રાજા પરગણાં ઇજારે આપી ઇજારદારથી સઘળો વહીવટ કરાવે છે પરંતુ એમ કરવાથી પ્રજાને માથે અસહ્ય બોજો પડે છે. ઇજારદાર પાસે મુકરર આંકડો લેવાનો ઠરવાથી રાજસત્તા રાજાના હાથમાં રહેતી નથી. પણ ઇજારદારના કબજામાં જાય છે, ઇજારદાર લોભને અંકુશમાં ન રાખતાં સત્તાના જોરથી રૈયતને અનેક પ્રકારે પીડી પૈસે ટકે નીચોવી નાખેછે. અને એવું સંકટ લાંબી મુદત ચાલ્યાં કરે અને પોતાનો છત્રપતિ તે તરફ ધ્યાન ન આપે તો કાયર થયેલી પ્રજા પરરાજ્યના આશ્રયમાં વાસો કરે છે. દરેક મહારાજ્યનો નાશ જુલમે કરીને થાય છે, માટે રાજાએ એ બાબતમાં અતિશય કાળજી રાખવાની જરૂર છે.

રાજ્યનાં પરગણાં ઇજારે આપવાં નહીં.

પોતાના રાજ્યમાં કાળીપરજનના લોકો હોય તેમને ઘટતે વખતે, આશ્રય આપવો જરૂરનો છે. મોટાને કરેલો ઉપકાર ઘણે ભાગે તણાઇ જાય છે પણ હલકાને કરેલા ઉપકાર વિષે તેથી ઉલટું થાય છે. એટલે ગરીબ માણસો પોતાપર ઉપકાર કરનારને નિરંતર બદલો વાળવાને તૈયાર રહે છે. કોળી ભીલ વગેરે ગરીબ પ્રજા એટલીબધી ટેકીલી અને રાજ્ય ભકત હોય છે કે રાજ્યને માથે સંકટ આવે ત્યારે જોઇ રહે નહીં. સઘળા સુધરેલા લોકો તેમને જંગલીમાં ગણી કાઢશે. કેમકે તેઓ દેખાવમાં ગાંડા જેવા, અને શરીરે શુષ્ક છે, દરેક માણસ સાથે કેવી રીતે અદબ રાખીને બોલવું જોઇએ તેનું તેમને જ્ઞાન હોતું નથી. વળી સ્વચ્છતામાં બીલકુલ સમજતા નથી. પરંતું ઇમાનદારીથી ધણીની સેવા ઉઠાવવાના ઉમદા ગુણની કુદરતે તેમને બક્ષીસ કરી હોય એમ માલમ પડે છે. તેઓ શરીરે શુષ્ક છે એ ઉપરથી નબળા ધારશો નહીં. તેમનો એ દેખાવ, તેઓ ઘણા સંકટવડે

કાળીપરજનના લોકોને રાજ્ય સેવામાં દાખલ કરવા વિષે.

કાળીપરજના લોકોમાં સમાયલા સદ્ગુણો અને તેવડે થતા સ્વરાજ્યને ફાયદા.

કસાઇ મજબૂત થયા છે એમ સૂચવે છે. જંગલમાંની છાની જંગાઓના ખરેખરા ભોમિયા તો તેજ છે. પહાડ—પર્વતની અંદર ઘાટમાં થઇ જવાના કેટલાક રસ્તા એવા વિકટ છે કે આપણે જવાને નાહિમત થઇએ. પણ એ લોકો જતાં જરા પણ ડરે નહીં. કેટલાક રસ્તા એવી ખોના માથાપર આવેલા હોય છે કે નાખી નજર પહોચે નહીં. તેવી જગાએ તેઓ વાંદરાંની માફક કૂદી પડે, અને પતો મેળવી આપે. ચોકી પહેરાનું કામ ઘણું સારૂં બજાવી શકે છે. તીર, તરવાર અને બંદુક વાપરવાના કામમાં કાંદું કરવાના કામમાં અને ઉજાગરો વગેરે વેઠવાના કામમાં ઘણાજ બહાદુર છે. એ તેમના સ્તુતિ પાત્ર ગુણની સાથે તેમનામાં નમ્રપણું બહુજ રહેલું છે. વળી તાબેદારીના બદલામાં તેઓ વળી વિશેષ મુસારો માગતા નથી. તેમને રહેવાને સારૂ ઘાસનાં ઝુંપડાં, પહેરવા ઓઢવા લંગોટી અને એકાદ વસ્ત્ર, અને ખાવાને કંદમૂળ તથા ભાજીપાલો વગેરે ખોરાક મળે એટલે સઘળી ઇચ્છા પુરી થઇ એમ છે. પોતાનો સ્વામી ખુશી થઇને બક્ષીસ તરીકે જે રકમ આપે તેજ લે છે. અને તેના બદલામાં પોતાના માલિકને દેવ સમાન માને છે. માટે દરેક રાજકર્ત્તાએ એવા નિમકહલાલ લોકોને રાજયના રક્ષણમાં ઘટતી જગાએ ગોઠવવા જોઇએ. એ લોકોને ઘટતો આશ્રય આપવાથી રાજયને એવો લાભ થશે કે ખાતર વગેરેનો ઉપદ્રવ થતો અટકશે તથા રાજ્ય ભકિત વધશે.

સ્વરાજ્યની હદમાં આવેલી જમીનો ફળદ્રુપ કરાવવાવિષે.

રાજયની હદમાં આવેલી જમીનમાં જેમ સારૂ વાવેતર થાય તેમ રાજની ઉપજમાં વધારો થવાનો સંભવ છે. કાળીપરજનનો ઘણો ભાગ ખેતી કરે છે. તેમની સ્થિતિ નબળી હોય છે તેથી ખેતીને પુરાં પડે એટલાં સાધનો કેટલીક વખતે હોતાં નથી. એવી વખતે દરબારમાંથી તેમને ઘટતો આશ્રય આપવો. પડતર જમીન વાવેતર થવાને દરબાર તરફથી યત્ન થવો જોઇએ. એટલે એવી જમીન સુધારે તેના બદલામાં સરકારથી કેટલીક મુદત સુધી ઘટતી છૂટ મૂકવી. ખેડુતો પોતાની મહેનતમાં નિરાશ થાય એવી

રીતે વિધોટીના દર ન રાખવા. તે લોકો મહેનતના મોજી હોય છે. ખરી જરૂર પડ્યા સિવાય કોઇના ઉપકાર તળે આવતા નથી અને કદાચિત્ પરનો ઉપકાર થાય છે તો તેનો બદલો વાળવામ પછાત પડતા નથી. જરૂર સિવાય સરકારથી તગાવી લેવા આ તા નથી. પરંતુ દરબારે પોતાની ઉન્નતિની ખાતર વખતો વ ઘટતો આશ્રય આપવા કાળજી લેવી જોઇએ.

સ્વરાજ્યમાંના વેલાં હિંસક પ્રાણીનો ઘટાડો કરવાની યુક્તિઓ.

પોતાના રાજ્યમાં હિંસક પ્રાણીઓ ઉપદ્રવ ન કરે તેની કાળજી રાખવી. ઘણીખરી વખતે રાજાએ પોતાની જાતે શિકારે જવું અને એવા ક્રુર પ્રાણીઓનો નાશ કરવો. તેમ કેટલીક વખતે પ્રજાના જનોને તેનો શિકાર કરવાની છૂટ આપવી. અને તેમાંથી જે કોઇ તેવી જાતની બહાદુરી કરી લાવે તેને દરબાર તરફથી સારૂ ઇનામ આપવાનો રિવાજ રાખવો. ઇનામના લોભે કરી એવાં જીવ સાટે જોખમ ભરેલાં કામ કાળી પરજનના લોકો ઉપાડી લેશે. તેમને બીજી મહેનતથી ભારે લાભ મળતાં જેટલો સંતોષ થાય તે કરતાં આવી રીતે જુજ રકમ મળે તેમાં વધારે સંતોષ થશે. તે લોકો એમ માનેછે કે જે ભાગ્યશાળી હોય તેનેજ રાજ્યમાંથી સૂતરનો તાગો મળેછે.

સ્વરાજ્યના રક્ષણાર્થે થાણાં રાખવા વિષે.

રાજ્યના રક્ષણને સારૂ ઘટતે ઠેકાણે થાણાં મૂકવાં. થાણાવાળા લોકો સરકારની નોકરી કેવીરીતે બજાવે છે તેની ખાત્રી ભરેલી રીતે તજવીજ મેળવવી. તેઓ હમેશાં નિમકહલાલપણે વર્તે એમ ગોઠવણ કરવી. રાજાએ પોતાની જાતે પરાક્રમ દેખાડવું અને શત્રુનાં છીદ્ર જોતા રહેવું. લૂંટફાટ થઇ શકે એવી જગોએ વટેમાર્ગુના સુખને સારૂ નિયમિત ચોકીઓ બેસાડવી. જીંદગીનો સઘળો વખત નિર્ભયપણે ગુજરતો નથી. માટે રાજ્યના રક્ષણને સારૂ નવી જુની સામગ્રી રાખતા જવું. કિલ્લાઓની મરામત કરાવવાને પ્રથમ લક્ષ આપવું. વળી સમયને અનુસાર નવા બાંધવા પડે તો તે બંધાવવાને ચૂકવું નહીં કેમકે કિલ્લામાં રહેલો માણસ કિલ્લા બહાર રહેલા માણસો કરતાં સોગણું જોર બતાવી શકે છે. એટલે કિલ્લામાં રહેલો એક લડવૈયો કિલ્લા બહાર રહેલા સો લડવૈયાને હરાવવાની હિમત રાખે છે. રક્ષણ માટે બનાવવાના કિ-

રાજ્યધાનીવાળા અગર રાજ્યનો બચાવ કરે, એવાં નગરોને કિલ્લા બંધાવવા વિષે.

રવા જોઇએ કે કિલ્લાનું ઉલ્લંઘન ન થઇ શકે તેવા ઉંચા રા-
, તેની આસપાસ ઉંડી ખાઇ ખોદાવવી. તેના બુરજો ઉપર
હી શકે તેવી ગોઠવણ રાખવી. તથા ત્યાં નિરંતર પહેરે-
ખવા. વિષ્ણુશર્માએ કિલ્લાની સાત સંપત્ત
ન ગણાવી છે કે, દિવાલનો ઓસાર, અતિ ગુ-
મણુતા, ઉદકાદિરસ, ધાન્ય તથા લાકડાંનો સં-
ગ્રહ અને છુપા માર્ગ એટલે ભોંયરાં રાજાએ એ
સાતે બાબતો લક્ષમાં રાખી કિલ્લા બંધાવ્યા હોય
તો વિકટ પ્રસંગે રક્ષણ કરવાનું સૂતર પડે.

કિલ્લાં બંધાવતાં યાદ રાખવા જોગ સાત બાબતો.

જે નોકરો નિમકહલાલ હોય તેમનાપર છ-
ત્રપતિએ કૃપા દ્રષ્ટી રાખવી જોઇએ. રાજ્યની તા-
રી ઉઠાવવાને ઘણાં માણસો ભેગાં થાય છે. પ-
રેજળું એટલું દૂધ ન માનવું. વસ્યા, કસ્યા અ-
વાપર્યા વિના કોઇનો ભરોસો કરવો નહીં. કેટલાક સત્તા
ી હોય ત્યાં સુધી ગાયની પેઠે ગરીબાઇ બતાવે છે. અને
ન કૃપા મળ્યા પછી અત્યંત મગરૂર તથા લોભિયા બને છે.
માટે રાજાએ પોતાની સેવામાં દાખલ થનારની અનેક રીતે ચો-
શી કરાવવી જોઇએ. તાબેદારપર વિશ્વાસ પડયો હોય તો તેને
ટતી સ્વતંત્રતા આપવી. પરંતુ તેને તજવીજમાંથી કેવળ કા-
વો નહીં. મતલબ કે તેની પણ અણધારી વેળાએ

રાજ્ય સેવામાં દાખલ થનારની કસોટી કાઢવી.

રીક્ષા કરવી. જે અધિપતિ એ પ્રમાણે ચોકસી
રતો નથી તે એક વખતે એવા જોખમમાં આવી
કે જીંદગીમાં તેવો ફટકો કદિ પણ નહીં લાગે.
ા નોકરો અધિપતિની ભલમનસાઇ જોઇ આળસુ અને
ા બને છે. તથા પોતાનો સ્વાર્થ સાધવાને અનેક તરકટ રચે
ટે અધિપતિએ તાબાના નોકરોપર ઘટતી માયા બતાવવી.

દરેક કામની ખાત્રી કરવી.

રાજ્યનું નિમકખાનારનો પણ એવો ધર્મ છે
તાના અધિષ્ઠાતાને માન મળે તેમ વર્તવું જો-
તેમને સંતોષ મળે એજ નોકરી કર્યાનું રૂડું

રાજ્ય સેવા બજાવનારનું કર્તવ્ય કર્મ.

પોતાની પંક્તિના માણસોમાં દ્વેષબુદ્ધિ કરવી નહીં.
હજુરીઆ થઇને પ્રજાને કોઇ તરેહથી દુભવશો નહીં.
વામીની જે આજ્ઞા થાય અથવા આજ્ઞા પત્ર
મલમાં લાવવાને બેદરકાર રહેવું નહીં.
ારે અહિત થવાનો સંભવ હોય તે પ
હેર કરવું. માલિકને કહેવાની

કહેવી. પણ વધઘટ કરી કહેવી નહીં. કેમકે વધઘટ કરવા મુખ્ય મુદ્દો ઉડી જવાનો સંભવ છે. એટલે તેનું પરિણામ શું થશે તે ધારી શકાતું નથી. માલિકે આજ્ઞા આપી હોય તે પ્રાણથી અધિક માની તુરત કરવું. અધિપતિ તે હદ બોલવાથી વજન ઘટે છે. તમે જો ખુશામતથી ફાયદો મેળવ ધારતા હશો તો તેજ ખુશામત બીજે પ્રસંગે ઘણું નુકશાન પહોંચાડનારી થઇ પડશે. માટે પ્રથમથી સાચથી વર્તવાની ટે રાખજો. તમારા સ્વામીના શત્રુઓ તમને ઘણી રીતે ફોસલાવ સે, પરંતુ તમે ખરી ઇમાનદારી રાખી તેના હિત તરફ ધ્યાન આ પશો નહીં. એથી તમે કદાપિ ઘણો લાભ મેળવશો. પરંતુ માણસ પોતાનો કબજો થયા પછી તમારાપર રતિપુર ભ રાખશે નહીં. કેમકે તમે એકનું લુણ હરામ કર્યું છે તો નું પણ કરશો એવી તેને તમારા આચરણપરથી પક્કી થઇ ગઇ છે. જગતમાં નીતિથી ચાલનારનું સર્વ રીતે કલ્યાણ થ ય છે, પોતાના અધિપતિની આજ્ઞાથી બીજા પાસેથી લેવું ઘ તે લેવું. વળી તેઓ પોતાની ઇચ્છાથી જે રકમ બક્ષીસ આપે ઘણા આભારથી સ્વિકારવી. પણ આનાકાની ન કરવી. જો તે મની તમારાપર કૃપાજ હશે તો વળી તેનો બદલો બીજે પ્રસંગે મળ્યા વગર રહેશે નહીં. અધિકારીનો ગુસ્સો નમ્રભાવે કરવો. પરંતુ સામા તડીને જવાબ વાળવો નહીં. કેમકે વાબ તમારા ભવિષના લાભને હાનિ પહોંચાડે છે. પોત પરીએ ઠરાવેલા નિયમ બરાબર અમલમાં લાવવા. હરકોઇ સંસયયુક્ત કાગળનો વ્યવહાર ન રાખવો. અર્થશાસ્ત્ર શિ લખ્યું છે કે—ખાનપાનથી અનાથનું રક્ષણ કરનારો, પરમ ચિત્ત પરોવી સ્વાર્થ સાધનાર, પરોપકારને સારૂ નવાણે ધર્મશાળાઓ બંધાવનાર, તથા એક નિષ્ઠાવાન ચાકર ગતિ થાયછે. કેમકે તેજ માણસો આચરણી ય લાગેછે.

# શાળોપયોગી દેશીનામા વિષે મત.

ડોદરા ટ્રેનિંગકોલેજના માજી હેડ માસ્તર અને સ્કુલબુક કમિટિના મેંબર, ...ળ દામુભાઇ ડાહ્યાભાઇ એમ. એ. બી. એસ સી. એલ, એલ. બી. લખેછે કે- ...જ સુધી દેશીનામાના વિષયનો અભ્યાસ કોઇ ઉત્તમ વેપારીની પેઢી-પર... ...ે અનુભવ ઉપરથી કરવામાં આવતો હતો, તેમાં પુસ્તકની ના... શીખી શકાય એવું પ્રથમ દેખાડી આપનાર મી. છગન-...ાઈ શાહ ...

...મા... ...ખરી સઘળી બાબતો ઉપર ઘણી અગત્યનું અથવા ઉ-...ન તેમાં સમાવેલું છે. જે લોકોને એ બાબતનું સામાન્ય જ્ઞાન જોઈએ ...ગને એ વાંચવાથી ફાયદો થશે. **જે સ્ત્રીઓ પોતાનો ઘર સંસાર ...થી ચલાવી પોતાના ધણીની આવક અને ઘરના ખર્ચ-...હિસાબ બરોબર રાખવાને ખંતી હશે તેઓને** આ પુસ્તક અ-...**ય સહાયતા રૂપે ઉપયોગી થઇ પડશે. તે ઉપરાંત એ પુસ્તક ... અને છોકરીઓની દેશી નિશાળમાં એક ટેકસબુક તરીકે ...પુસ્તક નિવડશે** ગ્રંથકર્તા ગાયકવાડ મહારાજની નોકરીમાંછે, અને ...રાજ સાહેબની દેશી **નિશાળોમાં આ પુસ્તકને ટેકસબુક મુ-...કરીને ગ્રંથકારને યોગ્ય ઉત્તેજન મળશે** એવી આશા છે. ટૂંકામાં ...એ તો કોઇપણ ઘર, **મી. શાહના શાળાપયોગી દેશીનામા વિના-હોવું ન જોઇએ.**

**( દા. ડા. મહેતા.** એમ. એ. બી. એસ સી. એલ. એલ. બી. )

"હાલના વખતમાં જ્યારે દેશીનામું બરોબર જાણનારની ઘણી ખોટછે ત્યારે ...રાતી શાળાઓમાં વિદ્યાર્થીઓને સુગમ પડે તેવી રીતે તે વિષયનું શિક્ષણ ...ય એ ઘણું જરૂરનું છે, ને આવા પ્રકારના શિક્ષણને માટે **શાળોપયોગી ...ીનામું ખરેખરૂં ઉપયોગી સાધન તરીકે ખપ લાગે તેવું છે, તેથી ...ાળા ખાતામાં દાખલ કરવાનેયોગ્યછે એવો મારો આધિન મત છે.**

છગનલાલ. **હા. મોદી. બી. એ.**

**હેડમાસ્ટર ટ્રે. કૉલેજ. વડોદરાસ્ટેટ.**

...શાળામાં શિક્ષણ લેતા બાળકોને માટે **દેશીનામાની સમજણ ઘણી ...દાર અને સમજી શકાય તેવી રીતે આપેલી છે. આ ચોપડી ...જરાતી નિશાળમાં દાખલ થવાની અગત્યછે,( સત્યવકતા. )**

"એમાં નામું લ... ...ની પદ્ધતિ ઘણી સારી રીતે સમજાવી છે. * * * **આ પુસ્તક ઊંચા ધોરણના વિદ્યાર્થીઓને પણ કામનું છે માટે ...ળા ખાતાના અધિકારીઓએ તેપર ધ્યાન આપવું જોઇએ.**

**( હિતેચ્છુ. )**

# વ્યવહાર પ્રકાશ—દેશીનામા વિષે મત.

"દેશીનામાની અગત્ય જોતાં એકદમ મોટા વેચકાર જવાના કશા પણ ગુમાન વગર માગણી થવાનું [illegible] કુદરતી રીતેજ તેવણુ આ ગ્રંથ બહાર પાડવાને લઈ [illegible] વાસ્તવિક છે. દેશીનામું વેપારીઓની ધાનતદ [illegible] આંતની ગોથા એક આરશી છે. અને તેને દરેક [illegible] રીથી આશરો ધરે છે. આવા નામા મધેની સેંકડો બાબતો [illegible] કાઇ ચુંટી કહાડવું હોય તે સહેલાઇથી ચુંટી કહાડવા ખાતર મી. અનુક્રમણિકા શરૂઆતમાંજ આપી છે, તેજ માત્ર વાંચ વાંચનારની તુરત ખાતરી થશે કે એ અગત્યના પુસ્તકમા બધું સમાવવામાં આવ્યું છે. લગભગ ૧૬૦ પાનાના મોટા ના પુસ્તકની માત્ર દસ આના જે નજીવી કીમત રાખવામાં વી છે તેપરથી જણાય છે કે મી૦ શાહની મૂળ મતલબ [illegible] કરતાં સ્વદેશીની એક અગત્યની શેવા બજાવવાની વધુ જોઇએ." (જામેજમશેદ

"અમારા ધારવા પ્રમાણે ગુજરાતી ભાષામા જાતમાં સૌથી ઉત્તમ પુસ્તક છે. ને તે એવી પદ્ધતિ ઉપર રચેલું કે વિદ્યાર્થીઓને તેમજ ધંધાર્થી મેહેતા, કારકુનો, ને ઘણું ચોગી થઇ પડશે. ગુજરાતી નિશાળોમાં ટેકસબુક તરીકે ચલાવ માટે અમે ખાતરીથી ભલામણ કરીએ છીએ." બામ્બે ગેઝ

"દેશીનામું ગુજરાતના વેપારીના વર્ગમાં વળનારને આ અગત્યની પુરી પાડી છે. તે ઘણી સારી યુક્તિથી રચ્યું છે ને તેના લખાણ થા કદ તરફ જોતાં કીમતમાં ઘણુંજ સસ્તુ છે માટે તે જલ થી વેચાઇ જવું જોઇએજ." (ઇંડિયનસ્પેક્ટેટર)

"તે રચવા પાછળ તેના પ્રકટ કરનારે જે મહેનત લીધી તે ખચીત ૧૦ આનાની કીમતે પુષ્કળ બે કીમતી બદલો મેળ વવાની આશાએ કરેલું દીસતું નથી પણ ખરેખરી એક અગત્ય ની ખોટ પુરી પાડવાની ઉલટને માટેજ પુસ્તક રચેલું દીસે છે. [illegible]

અખબારે સોદાગર સમાચાર તથા મુંબાઇ [illegible]

"તે મધે જે સાદી રીતે આ બીકટ હિસાબી હકીકતની [illegible] મજણ આપી છે તે વખાણવા જોગ છે, તેમાં આપેલા [illegible] અને ચોપડાઓના નમુના બહુ ધ્યાનથી અભ્યાસ કરવા જોગ [illegible] અમે આમાં દરેક ઉધરતા વેપારીઓને આ ચોપડીનો ઉપયોગ [illegible] ભલામણ કરીએ છીએ તેમજ ઉપલા વર્ગના ગુજરાતી [illegible] ઓને શીખવવાને પણ ભલામણ કરવા માગીએ છીએ." [illegible]